# ભાવસાર પુરાણ.

જુના ગ્રંથ ઉપરથી રાગ રાગણીમાં

રચનાર


## વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.

રેહેવાશી

અમદાવાદ રાયપુર પખાલીની પોળમાં.



છપાવનાર તથા પ્રસિદ્ધ કરનાર

વ્યાસજીનો મોક્ષમારગી સીસ્ય.

## વ્યાસ મગનલાલ દયારામ.

ઠે. અમદાવાદ રાયપુર કાપડીવાડ





અમદાવાદ-પાનકોરના નાકે ચુડીઓળમાં મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપ્યો.

આવૃતી પેહેલી — પ્રત્ય ૧૦૦૦

સંવત ૧૯૬૮ — સને ૧૯૧૨


કીમત બે આના.

# ત્રિવસાર પુરાણ.

## પુર્વાર્ધ પ્રારંભ.

### અધ્યાય ૧ લો.

### રાગ દોહરાની ફાવતી દેશી.

પાર્વતી નંદન કરીયે વંદન, દળદર દુખ પળાય;
વળી સમરીયે સરસ્વતીને, જીભ્યાયે જશ થાય. ૧
ભવાની માતા ભવ સુખ સાતા, દાતા પુર્ણ દયાળુ;
તે કથા છે સ્કંધ પુરાણે, કથી કસ્યપ કૃપાળુ. ૨
ભવ ભીડ ભંજની માત ભવાની, વર્ણવિ ન શકે શેશ;
તે ગુણ ગાતાં ભવ દુખ જાતાં, પાતક ન રહે લેશ. ૩
રકત વદની રૂપે રૂડી, કર ચુડી પેહેરેલી,
બાળે વેશે છુટે કેશે, ફરશી હાથ ધરેલી. ૪
ત્રીશુળ ધારી ચારભુજાળી, ઝાંઝર નેપુર પાય;
અર્ણવ વિંછવા વાળી વીંટલાં કડલાં કાંબી શોભાય. ૫
લેલાટ ચાંદલો ચંદ્ર સરીખો, લોચન કાજળ સારો;
ચીર ચણીયાને ચોળી સુંદર, સ્વરૂપ કારમુ ભારી. ૬
હુબચી હીરો ચળકે ધીરો, કટી કસી બાંધેલી;
ખંજર ધારી ખડગ ધારી, ભગ્ત જનોની બેલી. ૭
ઉતપત્તી એની સાંભળતા, ભવની ભાવટ જાય;
છે ભવતારણી મોહમદ મારણી, દુષ્ટ સંહારણી માય. ૮
કયાંથી એની થઇ ઉતપત્તી, કાંથી વધ્યો મહીમાય;
કીયો પરવાર તે માજીનો, કોણે કથી કથાય. ૯

વળણ.

ભાંખુ ભવાનીની કથા, શ્રવણ સાંભળે જેહ;
વાંચે વલ્લભ ભાવથી, ભવ સાગર તરે તેહ.

## અધ્યાય ૨ બીજો.

### રાગ ચોપાઇની ચાલ ફાવતી દેશા.

કથા કસ્યપ રૂશીયે કીધી, શરભાણે સાંભળી લીધી.
એકવાર નીમીસ્યા રન્યે, બેઠા આનંદમાં મુની બંને. ૧
તવ સરભાણ વદીયા વાણી, પુછુ પ્રષ્ણ હું પર્મ પુરાણી;
મોહમદ સરવેમાં વસે, તેતો મુળ પુરૂશ કોણ હશે. ૨
મોહ મદે વિંટાયું જગ્ત, હોય ભગ્ત તથા અભગ્ત;
ટાળો એટલો મુજ સંદેહ, માહારે શ્રવણ કરવું તેહ. ૩
વદયા કસ્યપ વળતુ વાણી, તમે સાંભળો ઉલટ આણી;
મોહને મદ શબ્દ જે વાપ્યો, તેતો અનાદી માયામાં થાપ્યો. ૪
સર્વ જીવોને માયાની કાયા, મોહ મદ માયાના જાયા;
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, તેની સાથે તેનો સબંધ. ૫
તેહ તણી કથા કયાં કીજે, એતો જ્ઞાન મારગમાં લીજે;
પણ મોહ મદ નામે અસુર, હતા અવનીમાં માહાક્રુર. ૬
મોહ મદને નામે નામ, મહા બળવંત વ્રત્તી હરામ;
તેનું જીવવું થયું તુ વ્રથા, કહો તો તેની કહુ કથા. ૭
સુણી સરભાણ પડીયા પાય, ક્રપા કરી કહો તે કથાય;
તેમાં શું નીકળે છે સાર, માહારે સુણવી સારો ધાર. ૮
કહી બેઠા સીદ્ધાસન, કર જોડયા નીરમળ મન;
મનો વ્રત્તી રાખી સ્થીર, ચીત દેઇને ગુણ ગંભીર. ૯

વળણ.

ગુણ ગંભીર છે જેહના, સરભાણ શ્રોતા જન;
વ્યાસ વલ્લભ વાણી વદે, કસ્યપ તણાં વચન.

## અધ્યાય ૩ જો.

### રાગ; દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી વાણી વદતા, શ્રવણ કરે સરભાણ;
સરળ સમજણ પડે તમને, કહુ મુળથી મંડાણ. ૧

આદય ઉતપત્તી કુટસ્થ બ્રહ્મથી, જાણી શકે વેદાન્તી;
તેથી ઉપરની વાત ન્યારી, તે સમજે સીધાન્તી. ૨
જ્ઞાની વણ ગમ નહી કોને તેના, પરમ પદ પરોક્ષ;
તેને જાણેતો જન્મ મ્રત્યુથી, ટળીને પામે મોક્ષ ૩
અજ્ઞાનીઓને તે નહી રૂચી, માટે ફરે ચોરાશી,
ગર્ભમાં વારમવાર આવે, અનીત્ય પ્રાપ્ત ઉદાશી. ૪
અજ્ઞાનીયોને નહી તે કામનું, તેથી તે વારતા બંધ;
કુટસ્થ બ્રહ્મથી સાંભળી લ્યો, શ્રષ્ટી તણો આ દ્વંધ. ૫
પ્રથમ કુટસ્થ બ્રહ્મ થયા, મુળ બ્રહ્મની જેને ભકતી;
તે કુટસ્થે ઇચ્છા કરીકે, ઉપની ઇચ્છા શકતી. ૬
આગળ સ્વરૂપ વર્ણન કીધું, દીસે ભર જવાની;
ભવભીડ ભંજન તેથી તેનુ, નામ છે આદય ભવાની. ૭
તે મુળ માયા છે ત્રીગુણી, ત્રીગુણના ત્રીદેવ;
બ્રહ્મા વિષ્ણુને શીવ થયા, વિશ્વ કરે સહુ શેવ. ૮
તે અનુક્રમે સરજાઇ શ્રષ્ટી, તે સમજાવું વાત;
મૈથુન શ્રષ્ટીનાં ખોળીયાં સૌ, નર નારા બે જાત. ૯
બે જાતની ત્રણ ભાત થયેલી, માનવ દાનવ દેવ;
સત્વ વિભાગે દેવ થયેલા, સ્વર્ગ નીવાશી એવ. ૧૦
રજો ગુણી માનવની દેહી, તમો ગુણી દાનવો;
બે ચરણી બે ભુજાનો વિસ્તાર, અવની પર એમ હવો. ૧૧
અનાદી કાળનો રેંટ છે એવો, દેવ દાનવને વેહેર;
કેટલા જાતનો વૈર ભાવ છે, તે સમજાવું પેર. ૧૨

વળણ.

પેર સમજાવું વ્હેરની, સુણો સહુ શ્રોતાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, રહેલો ગુપ્ત કથાય.

## અધ્યાય ૪ થો.

રાગ ચોપાઇ ફાવતી દેશી.

વેહેર મુખકને મંજાર, વ્હેર વાંજીયાં ને વસ્તાર;
વેહેર બ્રાહ્મણીનાને બ્રાહ્મણના, વ્હેર ગુણકા સતી બે જણનાં. ૧

વેહેર અંધારૂને અજવાળુ, વ્હેર નીરદયને દયાળુ;
વેહેર ધરમીને અધરમી, વ્હેર શુભ કરમીને કુકરમી. ૨
વેહેર વિદ્વાનીને જ્ઞાની, વ્હેર નીરમાની ને અભીમાની;
વેહેર વાહનીને પગ પાળ, વ્હેર સીંહ અને શીઆળ. ૩
વેહેર કુદ્રૂપવંતને કાન્તી, વ્હેર વેદાન્તીને સીધાન્તી;
આવાં વેહેર છે સહુ માનવને, તેવાં વ્હેર છે દેવ દાનવને. ૪

વળણુ.

દેવ દાનવને વેહેર છે, અનાદીની રીત;
મોહ મદ બે દાનવ હતા, તે સુણો એક ચીત.

## અધ્યાય ૫ મો.

રાગ દોહરાનો ફાવતી દેશી.

નીરમળ વાણીયે કસ્યપ વદીયા, સાંભળજો સરભાણ;
મોહ મદનામે અસુર જાતી, અવનીમાં નીરવાણ. ૧
બંને જણને ગુપ્ત ગોઠડી, કરે વીપ્રીત વીચાર;
મોહ કહે છે તારા લાયક, તુને મળી છે નાર. ૨
હું નીરભાગી અગની લાગી, રહી મ્હારા તન માંય;
તું માહારો પર્મ મીત્ર થઇને, પેરવી ન કરે કાંય. ૩
સ્નેહ થયો તો દેહ અરપે, મીત્ર તણી તે રીત;
વિપત્ય વેળા મુસ્તક આપે, તેનું નામ છે પ્રીત. ૪
ભીડ સમે ભાળે નહી પાછુ, બીજો ન મચવે ધંધ;
ગોઠતું કરે એક બીજાનું, તેજ ખરા ભાઇ બંધ. ૫
એટલે મદ મુખ વાણી વદીયો, તું હૈયું કેમ બાળે;
તાહારા લાયક હું લૈ આવું, કહે કેઇતું ભાળે. ૬
દેહ તજુ હું દારા તજુ હું, તજુ પરીવાર પુત્ર;
ઓછું ન લાવીશ તારા મનમાં, બળ્યું માહારૂં ઘર શુત્ર. ૭
બોલ ભાઈ લાવુ કેઈ કન્યા, કે જાત કોની બાળ;
સ્વર્ગ સોધુ પ્રથવી સોધુ, સોધુ સપ્ત પાતાળ. ૮
કૈલાશ જાવું વૈકુન્ડ જાવું, બ્રહ્મ પુરી પણ જાવું;

માગ માગ માગે તે કન્યા, ચાર ઘડીમાં લાવું. ૯
એવું સાંભળી આનંદ પામ્યો, મોહ ઘણો મકલાયો;
વાવા વીરા મમ મન ધીરા, ધન્ય તાહારો કર સ્હાયો. ૧૦
એવાં ઉપમાનાં વચન સુણી, મદ માહા ગયો ખીજી;
કયાં છે કન્યા બતાવ મુજને, મુકીદે બીજી ત્રીજી. ૧૧

વળણ.

બીજી ત્રીજી મુકીને, કન્યાની કર વાત;
વલ્લભ વાણી ઓચરે, હુંપદ ધર્યું સાક્ષાત.

## અધ્યાય ૬ ઠો.

રાગ ચોપાઈ ફાવતી દેશી.

વદે કસ્યપ રૂશી વચન, તમે સાંભળો મુનીજન;
બોલ્યો મદ ભર્યો મદ નામ, મ્હારે કરવું છે તારૂ કામ. ૧
તવ મોહ વદે વાણ મીઠી, કન્યા સ્વર્ગ સુદનમાં દીઠી;
અતી રૂપ રૂપની અંબાર, જેનો વર્ણવે નાવે પાર. ૨
મેતો દીઠો છે એનો ઠામ, તુળજા એવું એનું નામ;
તવ મદ મુખ બોલ્યો એમ, ચાલો બતાવવા ધરી પ્રેમ. ૩
ત્યારે બેઉ જણા હર્શ ભરીયા, હળી મળી સ્વર્ગ સંચરીયા;
રહ્યા સંતાઈ છાનામાના, એતો કન્યા મળવાના બાહાના. ૪
મેવે તુળજા દૈવી સ્વરૂપ, જેની કાન્તી અતી અનુપ;
ાલી સરોવરે સ્નાન કરવા, પુંઠે મોહ મદ ચાલ્યા બે હરવા. ૫
ાઇ વિષ્ણુ સરોવરે જ્યારે, અસુરે લાગ દીઠો ત્યારે;
મન્ય ન મળે સરોવર તીરે, મદ દહીત ગયો ધીરે ધીરે. ૬
એણે માયાવી ધરીયો વેશ, થયા અબધુત છે પંચ કેશ;
કટી અડબંગને લંગોટો, તપે ધુણીને કરમાં સોટો. ૭
બની બેઠો તપસ્વી મોહોટો, વાળવાને વીપ્રીત ગોટો;
ારોવર પર આસન ઢાળી, ખાખી બેઠો પલાંઠી વાળી. ૮
મદે મોહને કીધી સાન, જા તુ અવનીમાં નીધાન;
તાહારા મુકામ પાસે ઠરજે, લાવું છું કન્યા તું વરજે. ૯

તવ મોહ ગયો તતકાળ, હવે ઉઘડયું માહારૂં ભાળ;
મહ મીત્રનો ગુણ માની લે છે, આવ્યો લંકાં કને એ રહે છે. ૧૦
લંકા ઘડ કને ઢડ ઘડ નાહાનો, તેની ગફામાં રહે છે તે છાનો;
તે ઢડ ઘડ પર નગ્ર એક, ત્યાં તો રાજ્ય નીતી વીવેક. ૧૧
માહા ધરમીષ્ટ રહીયત રાજા, જેની સકળ દેશમાં માઝા;
એતો ક્ષત્રી તણુ છે રાજ, કરે ન્યાય નીતીનાં કાજ. ૧૨
કરે ઉદારતાનાં કામ, સાર સેન્ય રાજાનું નામ;
યજ્ઞ યાગ હવન હોમ થાય, વિપ્ર વરણ ત્યાં પોસાય. ૧૩
મોક્ષ મારગને વેદ વિદ્યા, કોઈ કોઇની ન કરે નીદ્યા;
જેવો રાજા તેવી પ્રજાય, તેથી અખંડ આનંદ થાય. ૧૪
ઘેરે ઘેર પરમ બ્રહ્મ જ્ઞાન, નહી કો રોગ દોગે હેરાન;
નગ્રમાં સુખાકાર શરીરો, જ્યાં ત્યાં ભવાનીનાં મંદિરો. ૧૫
આદ્ય ભવાનીને સહુ શેવે, તેને માનીતી સહુ દેવે;
તેના ગઢ નીચે ગફાયો ઘણી, તેમાં વસ્તી છે અસુર તણી. ૧૬

વળણ.

અસુર વસ્તી ત્યાં વસે, તે જાણે નહી રાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, સુણો સહુ શ્રોતાય.

## અધ્યાય ૭ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી કથ્યા કરે છે, સવાણુ કરે સરભાણ;
ગફાને મોઢે આવીને બેઠો, ઉઘેડી દ્વાર પાશાણ. ૧
મોહ નામનો મોહે ભરેલો, ધરતો કન્યાનું ધ્યાન;
ઘણા દિવસથી અબળા વિના, હું થાઉ છું હેરાન. ૨
આજે માહારો ઉદ્વેગ મટશે, ઘટશે દુઃખનો દરિયો;
માહારા મીત્રે તુળજા છળવા, વેશ ખાખીનો ધરીયો. ૩
સરોવરે નાહીને નીકળશે, તે વેળા હરણ કરશે;
ઉચકી લાવશે આકાશ પંથે, હાંઈ આવી ઉતરશે. ૪
વેળા વળશે મન માની મળશે, હૈયામાં એમ હરખે;

આડુ અવળુ જુએ નહીને, ઉંચે આકાશ નરખે. ૫
ઉંચુ જોઇ જોઈ ડોક દુખી, જુએ કન્યાની વાટ;
હજુ ન આવ્યો મદ મીત્ર મ્હારો, એમ કરે ઉચાટ. ૬
અતી રૂપાળી કન્યા ભાળી, મીત્રમાં કળયુગ પેસે;
મુજને મુકે રઝળતો ને, પોતે પરણી બેસે. ૭
એવો ઉદ્વેગ અંતર ઉઠયો; જીવ રહે નહી સ્થીર;
એવે સમે ત્યાં સ્વરગ વીશે, સરોવરને તીર. ૮
મદ નામનો અસુર બેઠેલો, ખાખી વેશ ધરીને;
હાથમાં ગઉમુખી ને માળા, ભસ્મ લેપન કરીને. ૯
તેણે સમે ત્યાં તુળજા દેવી, કર્યું સરોવર સ્નાન;
સુર્યને નમસ્કાર કરીને, ધર્યું ભવાનીનું ધ્યાન. ૧૦
એ આદ્ય શકતીને સમરતી, કોરૂં વસ્ત્રજ ધરીયું;
ભીનું વસ્ત્ર પહેરેલું હતું તે, અંગ થકી પરહરીયું. ૧૧
કુમતી તજતી ભવાની ભજતી, સતી સીરોમણ આખી;
એવામાં એની નજરે પડીયા, ધ્યાન ધરંતા ખાખી. ૧૨
આત્મા એનો આનંદ પામ્યો, જઇને લાગી ચરણ;
તેવીજ ખાખીયે ઝડપ મારી, તુળજાનું કરયું હરણ. ૧૩
કટી બાંધે લીધી ખાંધે, મનસુબો મહા માઠો;
પક્ષી ઉડે તેમ આકાશે, ઉંચો ચડીને નાઠો. ૧૪

વળણ.

નાઠો આકાશે ચઢી, તુળજા તવ ગભરાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, રડતી રામા ત્યાંય.

## અધ્યાય ૮ મો.

મોસાળે પધારોરે. એ રાગ.

ભીડભંજન ભવાની રેરેરે હો, માજી મુજ વારે ચડોરે. ટેક૦
બોલ્યા બોલ્યા કસ્યપ રૂશી વચન,
સુણો સુણો સરભાણ મહા મુનીજન;
તુળજા દેવી કરે છે કારમુ રૂદન. ભીડભંજન. ૧

ભવો ભવની ભીડ ભંજન તું ભવાની,
હજી હું છું બાલ્યા, નથી રે જવાની,
પરવશ પડી શું શું દશાઓ થવાની. ભીડભંજન. ૨
દેવ કુળમાં લાન્છન લાગવાનું ભારે,
તારા વીના અવનીમાં કોણ ઉગારે,
વીપત વેળા વેહેલી વેહેલી ચડ વ્હારે. ભીડ૦ ૩
માજી મેં શુ પુરવે માહા પાપ કરેલાં,
માજી મેં શું પ્રપંચે પરધન હરેલાં,
માજી મેં શું મનુશો માર્યા મરેલાં. ભીડ૦ ૪
માજી મેં શું ગરીબ ગર્ભાને ગોદા ઘાલ્યા,
માજી મેં શું પુન્ય કર્તાના કર ઝાલ્યા;
માજી મેં શું ધર્મે જુઠા દીલાસા આલ્યા. ભીડ૦ ૫
માજી મેં શું વીપ્રોની નીંદા કરેલી,
માજી મેં શું સુમતી કોઇની હરેલી;
માજી મેં શું વછોડી સતીને વરેલી. ભીડ૦ ૬
માજી મે શું ધર્મોમાં કીધાં અધર્મો,
ઇશ્વર આગળ કૈં બોલીને કર્યા કૈં કર્મો,
મીથ્યા મતમાં જ્ઞાની સામો થયો ન સર્મો. ૭
માજી મેં શું સાચાની ભકતી ભુલાવી,
એવાં એવાં પાપે શુ દુર દશા આવી;
અબધુત વેશ ધારીયે ફોગટ ફસાવી. ભીડ૦ ૮

વળણ.

ફંદીલે ફસાવી છે, ઓરે માહારી માય;
વ્યાસ વદે સ્તુતી કરી, કરો ભવાની સાહાય.

## અધ્યાય ૯ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી વાણી વદે, સરભાણ સુણે કથા;
શ્રોતાજન એક ચીત્તે સુણે, સાંભળ્યું ન જાય વ્રથા. ૧

તુળજાએ બહુ સ્તુતી કીધી, ભવાનીની જ્યારે;
આદ્ય ભવાની ભવસાગરની, તેણે જાણ્યું તે વાર. ૨
દુષ્ટ વીડારણ મુંઢને મારણ, તારણ ભકતની ભોળી;
ચણીયાનો કછ ચીર કટી કશી, ધારણ રાખી ચોળી. ૩
રકત લોચની રીસે ભરાણી, ઉઠી કારમે વેશ;
ત્રીસુળ ભાલા બે કર વીશે, નીકળી છુટે કેશ. ૪
ઢડ ઘડ પર છે મંદીર જેનું, તેમાંથી નીકળી બાહાર;
આકાશ મારગે ઉંચુ જોયું, ક્ષણુ ન લાગી વાર. ૫
એટલામાં મદ નામા આવ્યો, લાવ્યો તુળજા તાણી;
આદ્ય શકતીને નજરે દીઠાં, બુદ્ધી તવ ગભરાણી. ૬
એવામાં મોહ નામાએ દીઠો, નારી સહીત ત્યાં મીત્ર;
માહારો સ્નેહી સાચા દલનો, પ્રીતીમાં પુર્ણ પવીત્ર. ૭
એકા એક હરખે ભરેલો, મેઘ ગરજનાયે ગાજ્યો;
ઉછળીને આકાશ ચઢીયો, જઈ બંધુને બાહાજ્યો. ૮
મદનામા કહે શીદ તું આવ્યો, દુર દશા થવાની;
જો ભાઇ નજરે નાવ્યું મજરે, મેહેનત મીથ્યા જવાની. ૯
જો કોક દેવિ કારમી કેવી, રૂપ ભયંકર ભાસે;
આપણા ઉપર એ આવી છે, તેમાંથી શું થાશે. ૧૦
તવ મોહનામા એમ બોલ્યો, ગાળી શું નાંખે ગાત્ર;
દેવી હો કે ચાહ્ય તેવી હો, મરદ આગળ કોણ માત્ર. ૧૧
એવા અભીમાનના બોલ બોલ્યો, દુષ્ટ દારાને ભાળી;
આદ્ય ભવાની વાત જાણી, થઈ ગઇ શસ્ત્ર ભુજાળી. ૧૨
વિજળી ઉડે એમ ઉડીને, ઉંચે કીધો પ્રવેશ;
મોહ મદ બેઉ અંત્રીક્ષ છે ત્યાં, જઇને ઝાલ્યા કેશ. ૧૩
અવની ઉપર ઉતારી આણ્યા, કોપ વ્રત્તી બહુ કીધિ;
તુળજાને નાંખેલી ખાંધે, તે પોતે લેઈ લીધી. ૧૪
એટલે અસુરે ઉતપાત માંડયો, એકજ વાર છે મરવું;
પણ પાછી પાની નથી કરવી, શકતી સાથે યુધ્ધ કરવું. ૧૫

વળણ.

શકતી સંગ યુધ આદર્યું, અંતર ઉપન્યો દ્વેશ;
વ્યાસ વદે મહા બળ કરી, છોડવ્યા બેઉએ કેશ.

## અધ્યાય ૧૦ મો.

રાગ જીકારી સામેરી.

કસ્યપ રૂશી એણીપેર બોલ્યા, સાંભળજો સરભાણજી;
અસુર લોકે આયુધ લીધાં, સામા થયા બળવાનજી. ૧
શકતીનો અન્યા છીનવી કન્યા, શી હતી એમને સગાઇજી;
મારગ જાતાં વાયુ કારણે, હોરી લીધી છે લડાઇજી- ૨
ભવાનીનો ભય નથી ધરતા, કરતા જુલમ જોરજી;
ગફામાં રહેનારા સર્વ અસુરને, કાને પડીયો સોરજી. ૩
રાક્ષસ રાક્ષણી રાક્ષસ બાળો, નીકળી આવ્યાં બહારજી;
ભવાની ઉપર ભારે કોપ્યાં, કરતાં મારો મારજી. ૪
અસુર લોકના હોકારા સુણી, ઢડ ધડ રાયે જાણ્યુંજી;
ધડપર રહીને જોયું ચો દિશા, પાપી પ્રાક્રમ પ્રમાણ્યુંજી. ૫
ભવાનીનું ભારે કષ્ટ જોઇને, સૈન્ય કર્યું સાવધાનજી;
પોતે ધરમી દીઠા અધરમી, કુકરમી મસ્તાનજી. ૬
આવ્યો ચઢીને ધડ ઉતરીને, અસુર દળમાં પડીયોજી;
એટલે મદનામા માડી મતીનો, માહા મુમતે ચડીયોજી. ૭
ભાવ કરી તવ બોલ્યાં ભવાની, સાર સેન્ય નહી તુજ કામજી;
ઉભોરે અળગો કોઇ ન વળગો, અમોને યુધની હામજી. ૮
તવ ક્ષત્રી સુત થઇ ગયા આઘા, યુધ જોવાને ઉભાજી;
ભવાની માતા દુષ્ટ દુખ દાતા, મોટા કરે મનસુબાજી. ૯
એટલે તુળજાને સુર ભરાયુ, પડી ભવાનીને પાયજી;
આયુધ આપો મુજને મા, થનારૂ હોય તે થાયજી. ૧૦
છે તમ ભક્તી તેથી દો શકતી, કરૂ સરવનો સંહારજી;
આપ પ્રતાપે નહી પડુ પાછી, દો મુજને હથીઆરજી. ૧૧
સુણી ભવાની ભારે હરખ્યાં, તુને સફળ માહારી ભકતીજી;

આજથી તુજમાં મ્હારા અંગની, છઠે ભાગે જન્મે શક્તીજી.૧૨
તવ સામર્થ આવ્યું તુળજા દેવીમાં, ચળવળી રહ્યા હસ્તજી;
આયુધ ધારી રકત લોચનથી, બની ગઇ માહા મસ્તજી. ૧૩

વળણ.

મસ્ત બની સામી થઇ, અલગ ઉભાં ભવ માત;
ક્ષત્રી પણ અળગા રહ્યા, ઉઠયો અતી ઉતપાત.

## અધ્યાય ૧૧ મો.

રાગ ચોપાઇ ફાવતી દેશી.

કહે છે કસ્યપ રૂશી કથાય, સુણે સરભાણુ રૂશીરાય;
ઉભી તુળજા અસુરો સામી, આદ્ય ભવાનીને પરણામી. ૧
તેવે ટોળું અસુરનું ચઢીયું, તુળજા પર તુટી પડીયું;
આવી રાક્ષણીઓ કરી કોપ, માન્ય મરયાદ કીધી લોપ. ૨
થઇ નીરલજ લડવા લાગી, બની નવસ્ત્રી મ્હોત માગી;
તવ રાક્ષસી બચ્ચાંને બાળ, લીધા કર પાશાણ તતકાળ. ૩
પુર્ણ માત્રે ગ્રહ્યાં હથીઆર, દેવા માંડયો તુળજાને માર;
દશે દિશાથી આયુધ છુટે, અથડાઇને અગની ઉઠે. ૪
મારો મારો મુખથી ભાંખે, ઝાડ પાહાડનો તાડજ નાંખે;
કરે તુળજા દેવીને કષ્ટી, વરસે શર જો મેઘ વ્રષ્ટી. ૫
સાચવે તુળજા આપ અંગ, જોયા કરે અસુરનો બંગ.
તેમાં ક્રુધા કરે બહુ જોધ, પછી તુળજાને ચઢીયો ક્રોધ. ૬
હવે કાહુ કુબુદ્ધીનું મુળ, એક હાથ ગ્રહ્યું ત્રીસુળ;
બીજા ભુજમાં ભાલો લીધો, ખરેખરો તમાસો કીધો. ૭
ઉછળી પડી અસુરમાંય, આદ્ય ભવાની જુવે ત્યાંય;
જુએ સાર સેન્યને સન્યા, કોઇ કરતા નથી કાંઇ અન્યા. ૮
રાતી તાતી રૂમેને ઘુસે, ભવાનીના પ્રતાપે ઝઝુમે;
બેઉ હાથે શંહારજ કરતી, સર્વની વચ ફુંદડી ફરતી. ૯
જેને સ્પર્શ આયુધનો થાય, તેતો ઢળે છે ધરણ માંય;
સ્પર્શ થાય સતી વસ્ત્ર અંગ, તેનું ઉભું બળી જાય અંગ, ૧૦

ભવાની જોઈ જોઈ દે તાળી, બાહુ બળથી ઘુમે છે બાળા;
નાંખે અસુર લોક કરાળી, સર્વને નાંખ્યા ઢરણ ઢાળી.. ૧૧
જીવતા ન મળે જન એક, ટુટી ગયા સરવના ટેક;
મોહ મદને નાંખ્યા ચીરી, સર્વ ક્ષય કરી પડી ધીરી. ૧૨
એવે મદનામાની નારી, રહી અળગી જુએ યુદ્ધ ભારી;
તેણે તુળજાને જાણી માડી, છાની માની તે ત્યાંથી નાઠી. ૧૩
પછી ક્ષત્રી વ્રંદ ત્યાં આવ્યું, સર્વ તુળજાને શીશ નમાવ્યું;
તવ તુળજા તેડીને જાય, આદ્ય ભવાનીને પડી પાય. ૧૪
પરકંમા કરી માની ઇશ, પછી ચરણમાં મુકયું શીશ;
તવ ભવાની રહીતી ટાંપી, ઉઠાડી રૂદીયા શું ચાંપી. ૧૫

વળણ.

ચાંપી રૂદાયે પ્રેમથી, જુએ છે સહુ સાથ;
ભવાની પ્રસન થઈ, મુસ્તક મુકયો હાથ.

## અધ્યાય ૧૨ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કશ્યપ રૂશી વાણી વદીયા, સાંભળજો સરભાણ;
તુળજાને માંથે હાથ મુકયો, ભવાની વદીયાં વાણ. ૧
આજથી હું તારી માવડી ને, તુ તો માહારી બાળ;
મેં મારી શકતી આપી તે, તુજમાં હો સદાકાળ. ૨
જગ્ત સહુ તારી સેવા કરશે, તેનાં સરશે કામ;
આજથી ધારણ કરૂ છુ તાહરૂ, તુળજા ભવાની નામ. ૩
સત્ય શકતી સદા રહે તુજમાં, રહેશે અતી હુલ્લાસ;
જા તુજને આજ્ઞા છે મારી, દક્ષીણમાં પુર વાસ. ૪
એવો આશીરવાદ લઇને, થઈ ગઈ અંતરધ્યાન;
પ્રગટ થઈ તે દક્ષીણ દીશા, પુજાઈ આદ્ય સમાન્ય. ૫
ત્યાર પછી સાર સેન્ય રાજા, જઇને પડીયો પાય,
આખુ એનું કુટુંબ આવી, આળોટી પડીયું ત્યાંય. ૬
એટલે આદ્ય ભવાના બોલ્યાં, પ્રેમ ઘણો ઉપજાવ્યો;

સાબાશ બેટા દહીતનુ તોફાન, સાંભળી પક્ષે આવ્યો. ૭
ધન્ય છે તારી જનેતાને, ધન્ય છે તાહારો તાત;
ધન્ય તારો કુટુંબ કબીલો, ધન્ય છે ક્ષત્રીની જાત. ૮
ક્ષત્રી નંદન જોઇએ એવા, ધર્મને કામે ધાય;
અધર્મીની હાની કરવી, ક્ષત્રી સુત કહેવાય. ૯
સુણી સારસેન્ય રડી પડીયો, ક્ષત્રીને છે કષ્ટ;
અમારા ઉપર ફરશુરામની, ક્રોધ ભરેલી દ્રષ્ટ. ૧૦
ક્ષત્રી પુર્શનો ક્ષય કરે છે, જીવતી મુકી દે નાર;
તે નારીયોના ગર્ભો છેદવા, નીસ્ચે કર્યો વિચાર. ૧૧
એમ કહી સહુ રડવા લાગ્યા, શું કરો સુખ અમારૂ;
ભવ ભીડ ભંજન ભવાની મા, સૃષ્ટીમાં નામ તમારૂ. ૧૨

વળણ.

સ્રષ્ટીમાં નામ તમ તણું, ઓરે માહારી માત;
વલ્લભ વાણી ઓચરે, કરતા આંસુ પાત.

## અધ્યાય ૧૩ મો.

રાગ ચોપાઇની ફાવતી દેશી.

બોલ્યા કસ્યપ રૂશી વચન, સુણો સરભાણ મુનીજન;
કરે કલ્પાન્ત ક્ષત્રી સર્વ, મુકી માજીની આગળ ગર્વ. ૧
તવ માજી રાજી થઇ ઝાઝી, રડશોમાં કહિ ઘણુ ગાજી;
સાર શેન્ય ક્ષત્રી તણો નાથ, તેને મસ્તક મુકયો હાથ. ૨
બેટા કષ્ટજ તાહારૂ કાપુ, માગ માગ માગે તે આપુ;
રાયે જાણ્યું આવ્યો ઠીક દાવ, થયો ભવાનીનો બહુભાવ. ૩
માજી ગર્ભવંતી મુજ નારી, તેને અવતરવાની છે ત્યારિ;
તેને પુત્ર થવાની તે આશા, પણ તેના પડે છે નીશાશા. ૪
એમ વાત કરે છે ભાવે, એવામાં ચાર સેવક આવે;
જેને હર્ષની હેલી ઘણી, તેતો લાવ્યા વધામણી. ૫
રાય વરત્યો જેજેકાર, થયો રાણિજે પેટ કુંઆર;
તવ રાજાયે જોયું ત્રાંસુ, આવ્યાં નેત્રમાં હર્શનાં આંસુ. ૬

ફળી ભાવના ભવાની માત, જુઓ કરીએ છીએ એજવાત;
આવી વધામણી તમ ઠામ, તેથી તમે ધરો છેનું નામ. ૭
ભાવથી ભવાની વેણ કહાડયું, ભાવસેન એવું નામ પાડયું;
પછી ભાવે ભવાની કહે છે, માગ્ય માગ્ય તું શું માગે છે.૮
તવ રાજા વદે કરજોડી, બીજી ત્રીજી લલુતા છોડી;
માજી ચાહ્ય તે કરે ધ્વંસ, પણ ન જાય મારો વંશ. ૯
થયો પુત્ર તે શરણે લેવો, ફરશુરામથી મરવા ન દેવો;
તથાસ્તુ દીધુ વરદાન, થઈ ભવાની અંતરધ્યાન. ૧૦
તવ રાયજી ચાલ્યો ગેર, આવ્યો નગ્રમાં આનંદભેર;
જઇ બેઠો રાજ્ય સભાય, ત્યાંતો આનંદ ઓચ્છવ થાય. ૧૧
રાય ઘણાં કર્યાં પુન્યદાન, ભાવ સેન્ય થયો સંતાન;
દેવી શેવી તે ન ગયું વ્રથા, એતો એટલેથી રહી કથા. ૧૨
પુરવાર્ધ કથા એ કહેવાય, શ્રોતા વકતાના વ્યાધી જાય;
પુર્ણ ભાવના સહુથી થવાની, બોલો જેજે માતૃભવાની. ૧૪

વળણ.

જેજે ભવાની માતની, સમરે પાપ પળાય,
વ્યાસ વલ્લભ વાણી વદે, પુર્વાર્ધ પુરણ થાય.

---

બોલો આદ્ય ભવાની માતકી જે.

---

# ઉત્રાર્ધ કથા પ્રારંભ.

## અધ્યાય ૧૪ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી વાણી વદીયા, સુણો ઉત્રાર્ધ કથાય;
જેના કુળની કથા તેને, સુણવાનો મહિમાય. ૧
સાચુ માની સ્રધ્ધા રાખી, સાંભળશે જન જેહ;

આધી વ્યાધી ઉપાધીથી, નીવ્રત રહેશે તેહ. ૨
રીદ્ધી સીદ્ધી સર્વ મળશે, ટળશે દળદળ દુખ;
અનથી ધનથી ને વળી તનથી, પુરણ પામશે સુખ. ૩
જેની જેવી ભાવના તેવી, ફળ દાતા છે ભવાની;
કરણી તેની પાર ઉતારણી, સુખ દુખ લીલા થવાની. ૪
કુળ કથાનો મોહોટો મહીમા, સાંભળે તે કુળવાન;
ઉવેખે તે દુખ દેખે, પરીવાર થાય હેરાન. ૫
માટે કુળવંતે કુળ કથા, સાંભળવી શુભ પ્રેમે;
સાચું હશે કે જુઠું હશે એમ, ભુંડા ભરાશે વ્હેમે. ૬
બગડવા કાળ હોય ત્યારે, પ્રથમ બગડે બુધ;
સુધરવા કાળ હોય ત્યારે, સમજે સવળુ સુધ. ૭
ઉત્રાર્ધ કથા સરભાણ સુણી, મદ નામા જે મુઓ;
તેની નારી નાઠી હતી તે, મરવા સોધે વાવ્ય કુઓ. ૮
એવામાં એને વિચાર આવ્યો, કયાં કરૂ મરવાની પેર;
ક્ષત્રીએ અમ કુળ મરાવ્યું, તેનું વાળુ વ્હેર. ૯
ઢડ ઘડનો સારસેન્ય રાજા, ઢડ ઘડ પરથી આવ્યો,
ભવાનીની પક્ષ કરવા, સેન્ય પોતાનું લાવ્યો. ૧૦
તે દળ દેખી ભવાનીના, ચરણમાં આવ્યું જોર;
નહી તો ભવાની અબળા જાતી, શું કરતીતી સોર. ૧૧
ક્ષત્રીયોથી કામ થયું આ, નક્ષત્રી કરાવું;
એમના સાચા સામર્થ શત્રુ, ફરશુરામને લાવુ. ૧૨
નક્ષત્રી પ્રથવી કરવાનો, ફરશુરામને ટેક;
ચડાવું લડાવું ને મરાવું, ન રહે ક્ષત્રી એક. ૧૩

વળણ.

ક્ષત્રી એક રહે નહી, અબળાની એ હઠ;
વ્યાસ વદે તે તારૂણી, ગઇ ફરશુને મઠ.

## અધ્યાય ૧૫ મો.

રાગ ચોપાઈ ફાવતી દેશી.

રૂશી કસ્યપ વદીયા વાણી, સુણો સરભાણ ઉલટ આણી;
મદ નામા અસુરની નારી, ગઇ ફરશુને મઠ વ્હેર ધારી. ૧

રડે પડેને કુટે શીશ, નાંખે કારમી ચીસા ચીસ;
કુળ ક્ષય કરાવ્યો આપે, ફરશુરામને પરતાપે. ૨
ફરશુરામ પુરવના વેહેરી, તેના વીખાણે કકળ્યા કેહેરી;
દાટ વળી ગયા દાનવના, ફર્શુરામ વ્હેરી પેલા ભવના. ૩
તમ નામે નીકંદન થયું, માહારે હાથ કાંઇ નવ રહ્યું;
એવા અબળા તણા વિલાપ, ફર્શુરામે સાંભળ્યા આપ. ૪
માહારે માંથે નાંમોશી દે છે, ફરર્શુરામ ફર્શુરામ કેહે છે;
એવું સમજી આવ્યા મઢ બહાર, બાઈ કેમ રડે કોણ નાર. ૫
માહારે માંથે નામોશી મુકે, ખરૂ કેહે છે કે બોલતાં ચુકે;
તાહારો મુકીદે આંસુપાત, મને માંડીને કર વાત. ૬
ત્યારે રડતી રહી છે છાની, બોલી મમ બુધ્ધી પગ પાની;
ઢડ ધડ નીચે રેહેતાં અમે, વાત કરતાં હતાં એક સમે. ૭
કેહેતાંતાં ધન્ય ફરશુરામ, કાઢ્યું ક્ષત્રી કુળનું નામ;
નોહોતાં જાંણતાં કે કોઇ સુણે, હતો ક્ષત્રી સંતાયેલો ખુણે. ૮
ઢડ ધડ ઉપરનો રાય, સાર સેન્ય તે નામ કેહેવાય;
તેણે સાંભળી લીધી વાતો, તેથી થઇ ગયો રાતો તાતો. ૯
આવ્યો ખડગ લેઈને લડવા, ત્યારે અમે ગયાં પાય પડવા;
બોલ્યો રાય શું હું છું અજાણ્યો, ફર્શુને તમે કેમ વિખાણ્યો. ૧૦
આમ બોલી ફરશુને ચડાવો, ક્ષત્રી સાથે તમેજ લડાવો;
એમ કહીને ખડગ કર ધરીયું, અમ કુળ નીકંદન કરીયું. ૧૧
આવી જીવતી પુરણ વિલાપે; બગડયું તમ નામ પ્રતાપે.
ધીક ધીક તમારો ટેક, જીવે જગમાં ક્ષત્રી અનેક; ૧૨
શાની નક્ષત્રી તમે કીધી, મીથ્યા કીરતી જગમાં લીધી;
જાઓ ઢડ ધડ પર જઇ મારો, સર્વ ક્ષત્રી કુળ સંહારો. ૧૩
નહી તો ધર્યું મીથ્યા નામ, ખોટા કેહેવાયા ફર્શુરામ.
એવાં વચન શામાનાં સુણી, ક્રોધે ભરાયા તમો ગુણી. ૧૪

વળણ.

ફર્શુરામ ક્રોધે થયા, ક્ષય કરૂ ક્ષત્રી સાથ;
વ્યાસ વલ્લભ મુખ ઓચરે, ફરશી લીધી.

# અધ્યાય ૧૬ મો.

## રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ કેહે છે સરભાણુ સુણો, ફરસુએ ફરશી લીધી;
મનમાં વીચાર્યું વીસ વખત મે. નક્ષત્રી અવની કીધી. ૧
તો પણ ક્ષત્રી નથી નીકતા, તેનું કારણ એ છે;
ક્ષત્રાણીયો ક્ષત્રીની અબળા; ગર્ભવંતી ઘણી રેહે છે. ૨
તે હણુતો સ્ત્રી હત્યા લાગે, વણ સરજ્યો સંતાપ;
ગર્ભ હણુ તો ગર્ભપાતનું, પુરણ બેસે પાપ; ૩
બાળ હણુ તો બાળ હત્યા, બેસે માહારે શીશ;
આ ફેરા નક્ષત્રી કરવી, કેવી રીતે કરીશ. ૪
હત્યા લાગે તો હત્યા ભોગવવી. પણ નક્ષત્રી કરવી;
રાક્ષણીયે મને મેહેણુ દીધું, તે ચાનક ચીત ધરવી. ૫
ક્રોધે ભરાયા કારમી કાયા, રામાના રૂદને રૂઠયા;
રકતલોચને ઢડ ધડ જાવા. ફર્શુરામજી ઉઠયા. ૬
ચાલ્યા ચાલ્યા ગયા ઢડ ધડ, ઉપર ચઢીયા જ્યારે;
ક્ષત્રી લોકે ફરશુરામને, આવ્યા જાણ્યા ત્યારે. ૭
હોંકારો થયો નગ્ર વિશે, સાર સેન્ય ઉભો થયો;
કુટુંબ કબીલો સંન્ય લઇને, યુધ્ર કરવાને ગયો. ૮
એવામાં સાર સેન્યની નારી, ભારી ભય ભરેલી;
જાણ્યું હું થાવાની વંજા, કોણુજ મ્હારૂં બેલી. ૯
ભયની મારી નાઠી નારી, દેવીના ડેરામાં પેઠી;
ભવાનીના મંદીર વીશે, ભરોસો રાખી બેઠી. ૧૦
ડેરાનાં દ્વાર બંધ કીધા, વિસરી ગઇ સુધ બુધ;
ઢડધડ પર ફરશુરામ સાથે, ક્ષત્રીયે માંડયું યુધ્ધ. ૧૧
જમદગનીના પુત્ર જોરાવર, બળમાં મારે બાણ;
જેને વાગે તેને લાગે, નીકળી જાતા પ્રાણ. ૧૨
ક્ષત્રીયોના આયુધ આવે, તેને દેછે છેદી;
પોતાનું બાણ પાછુ ન પડે, રૂદીયા નાંખે ભેદી. ૧૩

સાર સૈન્ય સનમુખ યુધ કરે છે, તે પર વ્યાપી રીસ;
એકજ બાણે ફરશુરામે, છેદી નાંખ્યું શીશ. ૧૪

વળાણ.

છેદયું શીશ રાજાતણું, તવ નાઠી સૈન્યાય;
રાજા મરણ પામીયો, એમ હોકારે; થાય.

## અધ્યાય ૧૭ મો.

રાગ ચોપાઈ ફાવતા દેશી.

રૂશી કસ્યપ કથા કહે છે, તેમાં સરભાણું શ્રવણ દે છે;
રાજા મુઓને થયો બોબાટ, સર્વ ક્ષત્રી નાઠા પુરપાટ. ૧
ત્રાહ્ય ત્રાહ્યજ મુખથી ભાખે, ધડ પરથી પડતાં નાંખે;
પડતાંમાંતો નીકળે પ્રાણ, એમ વળતો કચ્ચર ઘાણ. ૨
જીવવાની ઇચ્છાથી લોક, પડે મરેને આશા ફોક;
એક એકના ઉપર પડતા, કૈક ગોળા પેઠે ગડબડતા. ૩
કૈક થઇ ગયા ચકચુર, કૈના હાડ ભાગ્યાં ભરપુર;
કૈના નીકળી ગયા જીવ, કૈક નાઠા સમરતા શીવ. ૪
અન્ય નગ્રોમાં જઈ વશીયા, કૈક ક્ષત્રી વરણથી ખશીયા:
કર ધંધા લીધા પુરપાટ, ક્ષત્રી જાત છુપાવવા માટ. ૫
એમ વિખરાઇ ક્ષત્રીની વરણ, રાયનો સુત દેવી શરણ;
એની માતા ડેરામાં રડતી, ફરશુરામે કરીરે રખડતી. ૬
સ્વામી મરણની સાંભળી વાત, લાગી કરવા આંસુપાત;
ફરશુરામતણો ભય ભારી, માહારા પુત્રને નાંખશે મારી. ૭
એવો ત્રાસ પામેલી અપાર, દેઈ દીધાં છે દેવલ દ્વાર;
ફરશુરામજી ધડપર ફરતા, એતો ક્ષત્રીનું સાધન કરતા. ૮
ન ક્ષત્રી કરેલી વીસ વાર, મુકેલી જીવતી તેની નાર;
દેશ દેશાન્તરની જેહ; દડવડ જઈ વશેલી તેહ.
તેનો વધેલો જે વસ્તાર; તેનો ફર્શુએ કર્યો સંહાર;
એકવીસમી વેળા આ કામ, રાખુ નહી ક્ષત્રી તણુ નામ. ૧૦
એવું ધારીને કરતા સોધ, રૂંએ રૂએ ચડેલો ક્રોધ;

કોઈ મનુશ જાતી ન મળે, પછી ગયા ભવાનીને સ્થળે. ૧૧
જઇ ઓટલે બેઠા આપ, એવે કાને પડયા વિલાપ;
ફર્શુરામને પડયો વીચાર, આટલામાં રડે છે કો નાર. ૧૨
કાન માંડીને ધ્યાન દિધો, રડે મંદીરમાં જાણી લીધો;
આતે રડનારી હશે કેવી, હશે મનુશ કે હશે દેવી. ૧૩
એક વાર સુણુ વિલાપ, ત્યારે સમજીશ આપોઆપ;
એવું જાણીને દ્વાર પાસ, કાન માંડી કરે છે તપાસ. ૧૪

વળણ.

એમ એ ફરશુરામજી, થઇને બેઠા શાંન્ત;
વ્યાસ વદે મંદીરમાં, રાણી કરે કલપાન્ત.

## અધ્યાય ૧૮ મો.

રાગ સીંધુ.

ભવો ભવના વ્હેરી, વ્હેર સદા તારૂ સાલ્યું;
કઠોર કરમે કયાં જાગ્યો હું, ગરીબનું ઘર ઘાલ્યું રે. ભવો૰ ટેક૰
આ ભવ હરી ફરી ઠરી બેઠેલાં, ચાર ઘડી સુખ ભાળ્યું;
તેમાં વણ વાંકે આવીને, અચાનક ઉજાડ વાળ્યું રે. ભવો૰ ૧
નહિ પીહેરીયું નહી સાસરીયું, સાંભરી ભરાય હૈયું;
બાપ વિના કેમ કરી જીવશે, મોઘા મુલનું છૈયું રે. ભવો૰ ૨
ઓથ વીનાની લોથ ઘણેરી, જ્યાંથી ત્યાંથી ત્રાસે;
રડતું રખડતું ખાંઉ ખાંઉ ખાવા, માગે કોની પાસે રે. ભવો૰ ૩
કનડે જેનાં તેનાં છોકરાં, પક્ષ કરે કોણ પીતા;
મા નો માઝો હાજે પડે ના, રહીયે સરવથા બીતાં રે. ભવો૰ ૪
મન ઇચ્છીત મળે નહી પહેરવા, નહી હોઢવાનું અંગે;
હરવું ફરવું તાત વીનાનું, શીખે કોની સંગેરે, ભવો૰ ૫
તનના તાતનો તાપ સરવને, દુખ દરીયે મા તાણું;
અળગુ અળગુ રમે છોકરાંમાં, રહેવું પડે ઓશીઆળું રે. ભવો૰ ૬
જેની તેની ગાળ સાંભળી, રડતું રવડતું આવે;
અબળા જાતી આંસુ લાવી, રૂદીયા સું દબાવે રે. ભવો૰ ૭

સમજાવીને છાંનુ રાખે, જીવ બળાપે બાળે;
ભરાય હૈયું એકલી હોય તવ, છાંની છેહ્ડા વાળે રે. ભવો૦ ૮

વળણ.

ઓશીઆળી છાંની રડે, હૈયામાં અટવાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, તારૂણી ત્રાહ્ય ત્રાહ્ય.

## અધ્યાય ૧૯ મો.

રાગ હોળીની કાફીનો.

કહે કસ્યપ સુણો સરભાણ, બાઇના બોલ રૂદે વાગે બાણ;
હાંરે એતો એકલી આક્રંદ કરતી, બેઉ નેનોમાં આંસુ ભરતી. ૧
હાંરે માહારા દીવશ કૈ પેરે જાશે, પેટ પુત્રનું કયાંથી ભરાશે;
હાંરે એતો ન્હાનું મ્હોટું કેમ થાશે, જેની ને તેની ગાળો ખાશે. ૨
હાંરે એતો ઓશીઆળુ રડવડશે, બાપા કહી કોને બાજી પડશે;
હાંરે એતો કોંની આંગળીયે જૈ વળગે, જોઇ નેત્રણીયું રૂદીયા સળગે. ૩
હાંરે આવું કરમ કયાંથી થયું ઉદે, કીયા તાતનો ખોળો ખુંદે;
હાંરે કયાંથી આવ્યું કરમ કઠોરૂં, બાપથી છુટું પડીયું છોરૂં. ૪
હાંરે એમ કહી કહી રડતી રાણી, નાંખે મુસ્તકના કેશ તાણી;
હાંરે તેના રડવાથી બાળજ રડતું, આંસુ બોર બોર જેવડું પડતું. ૫

વળણ.

અતી કલેશ કરતી કામની, ઘણી ગભરામણ ઉર;
વ્યાસ વધે દેવી તે સમે, થૈ હાજરા હાજુર.

## અધ્યાય ૨૦ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી કથા કહે છે, નીમીસ્યારન્ય બીશે;
સરભાણુ રૂશી સ્રવણ કરે, આનંદ ભર્યા અતીશે. ૧
આદ્ય ભવાની હાજરા હાજુર, પ્રગટીયાં પ્રેમ વડે;
રાણીને મુસ્તક હાથ મુકયો, રંક રામા કેમ રડે. ૨
તાહારૂ સહુ દુખ હું જાણું છું, લેખ હતા તે બનીયું;

પણ મારા વરદાન વડે આ, છોકરૂં છે તે ઉપનીયું. ૩
છોકરૂં છે તો શું દુખ તને છે, આગળ સુખડું થાશે;
રાણી કહે નથી જીવવાનું, ફર્શુરામ કર જાશે. ૪
નક્ષત્રી પ્રથવી કરે છે, ન રહે ક્ષત્રીનું બાળ;
જો દેખે ફરશુરામજી તો, પુત્રનો કરે કાળ. ૫
એટલે બોલ્યાં આદ્યભવાની, જરા ન ધરતી શોક;
આ પુત્ર મરે તો થાય માહારૂં, વરદાન આપેલું ફોક. ૬
તે માટે છે ચીંતા મુજને, તુજને શી ચીંતાય;
એવું સાંભળી બાહારથી બોલ્યા, ઉઘેડો જગમાય. ૭
હું છું ફરશું દરસણ તલસું, અન્યા નહી કરૂં જરા;
તવ દેવીએ દ્વાર ઉઘેડયાં, શું થાઓ અરા પરા. ૮
કેમ અમારે આસ્રમ આવ્યા, કરીને ક્ષત્રીનું મરણું;
સાર સેન્યના છોકરાએ, લીધું છે માહારૂં સરણું. ૯
ભાવસેન્ય છે નામ એહનું, ધાવણુ નાહાનું બાળ;
એની જનેતા તરફડે છે, તમોને દશેં છે કાળ. ૧૦
એટલે ફરશુરામ બોલ્યા, જગ માત શું તું ધારે;
ક્ષત્રી વગરની ભોમી કરવી, એવો છે નીમ માહારે. ૧૧
માટે ભાવસેન્ય સુત ક્ષત્રીનો, સાંભળો માત ભવાની;
એને ન હણુતો ન ક્ષત્રી, પ્રથવી કહેવાય શાની. ૧૨
મારૂ નહીતો નીમ ટુટે, મારૂ તો તમારૂ દુખ;
તેનો રસ્તો બતાવો મુને, તમને મને થાય સુખ. ૧૩
સાંભળી આદ્ય ભવાની બોલ્યાં, માન્ય મરીયાદા ખુટે;
મારવા દઉતો વરદાન મીથ્યા, નીયમ માહારો ટુટે. ૧૪
આપણ બેઉમે આંટી આવી, ન વઢવું ને ન મરવું;
તમારૂ માહારૂં સત્યજ રહે, તેવું સમાધાન કરવું. ૧૫

વળણ.

સમાધાન સમજી કરો, તેમાં રહેશે ભાર;
વ્યાસ વલ્લભ વાણી વદે, કહે ફર્શું તે વાર.

# અધ્યાય ૨૧ મો.

## રાગ ચોપાઈ ફાવતી દેશી.

કહે કસ્યપ રૂશી કથાય, સુણો સરભાણુ સત્ય ઓતાય;
ફર્શુરામજી વદીયા વાણી, સુણો ભવાની ઉલટ આણી. ૧
મ્હારે ભોમી નક્ષત્રી કરવી, તે વીના તો કાયા પરહરવી;
સારસેન્યના સુતને મારૂ, ત્યારે નક્ષત્રી હું ધારૂં. ૨
તે વિના જીવ્યું માહારૂ વ્યર્થ, તમે સમજો બાઇ સામર્થ;
થાય અવની આકાશ એક, પણ મુકુ ન માહરો ટેક. ૩
ડેરામાં સાર સેન્યની રાણી, વાત સાંભળીને ગભરાણી;
માહરા પુત્રને ફરશુ નડશે, સુત મ્રત્યુ માહારે જોવું પડશે. ૪
એણે એવી હબક ખાધી, તવ ઉઠયો અકાળ વ્યાધી;
એના નીકળી ગયા પ્રાણ; શબ થઇ ગયું નીરવાણ. ૫
દીઠું દેવીયે તે દીશ, હળાહળ ચઢી ગઈ રીસ;
ભાવ સેન્યજ નાહાનુ બાળ, દેવી લાવી તેને તતકાળ. ૬
ફર્શુરામ કને મુકયો લાવી, માહા રકત લોચન ધરાવી;
હ્યો આ કુંઅરને કરો કષ્ટી, તવ નાશ કરૂ સહુ સૃષ્ટી. ૭
જો આ સૃષ્ટી રેહેવા દેઉ આપ, તો તો બ્રહ્મહત્યાદીક પાપ;
હણુ સૃષ્ટી તે દોશ ન અમને, તમ માટે મારૂ તેથી તમને. ૮
એમ કહ્યા છતાં રીસ કીધી, ફરસુરામે ફરશી લીધી;
એવી રીતે થયો ઉતપાત, જાણી શ્રી રામચંદ્રે વાત. ૯
ત્રેતા યુગે રામા અવતાર, આ છે તે વેળાનો વીસ્તાર;
જીવ પાળણ છે શ્રી રામ, જાણ્યું અંતર યામી તે ઠામ. ૧૦
અતી ક્રોધ રૂદયમાં લાવ્યા, હાથ આયુધ લૈને આવ્યા;
જેના શાન્તીતણા મનસુબા, ફરશુરામના સામા ઉભા. ૧૧
કર ધરીયાં ધનુષને બાણ, ફર્શુરામની હામ થઈ ભંગાણ;
બોલ્યા રામચંદ્ર મુખ એમ, કરો ફરશી લેઈ ફાવે તેમ. ૧૨
વિશ્વ પાળણ વીષ્ણુ દેવ, તેથી અવતાર લીધો એવ;
તમે ભાવસેન્ય હણો જયારે, શકતી સૃષ્ટી સંહારે ત્યારે. ૧૩

પછી પાળણુ શું માહારૂં નામ, આવો સુખે કરો સંગ્રામ;
રાજા જનકને વીસરામ, તોડયા ત્રંબક તેને ઠામ. ૧૪
એતો વાત ગયા શું ભુલી, આજ આવડા જાઓ ફુલી;
તવ ફર્શુરામે નાંમ્યું શીશ, માહારૂ માન્ય રાખો જગદીસ. ૧૫

વળણ.

માન્ય રાખો પ્રભુ માહારૂં, ભલે પધાર્યા આપ;
હુંને ભવાની બેઉનું, બરોબર રાખો માપ.

## અધ્યાય ૨૨ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી કથા કહેછે, સુણે રૂશી સરભાણ;
ફર્શુરામજી શ્રી રામ પ્રત્યે, બોલ્યા નીરમળ વાણ. ૧
વિશ્વના પાળણ દુખના ટાળણ, ક્ષમા કરો અપરાધ;
અમારા બેઉનો ન્યાય કરો, કોઇને નાવે બાધ. ૨
એટલે શ્રી રામચંદ્ર વદીયા, બેઉનું બોલેલુ થાપુ;
હવેથી કોઈ ક્ષત્રી ન હણવો, નીમ લ્યો તો ન્યાય આપુ. ૩
એટલે ફરશુરામ બોલ્યા, સત્ય વદુછું આપ;
અપરાધી વણ અન્યને મારૂ, તો બ્રહ્મહત્યા પાપ. ૪
પણ હાલ ક્ષત્રી નામ કાઢવું, તો રહે તાકેલો ટેક;
નહી તો મરશું આપ ઘાતથી, એ માહારો વિવેક. ૫
એમ કહીને ફરશી મુકી, ઉભા રહ્યા થઈ સ્થીર;
એટલે ભવાની સામુ જોયું, રામજી ગુણ ગંભીર. ૬
કહો જગ માતા સુખની દાતા, શા છે તમારી મરજી;
માજી કહે રાખવો છોકરાને, એટલી માહારી અરજી. ૭
એ છોકરો નહી તો સ્રષ્ટી નહી, માહારા મનનો ટેક;
માહારાજા બેના મુમતમાં, કરવું પડશે એક. ૮
ફર્શુરામને ક્ષત્રી શબ્દ, રાખવો નહી ટેક એવો;
માહારે ટેક છે આ ક્ષત્રી સુત કદી ન મારવા દેવો. ૯
અત્યંત આ આંટી પડી છે, કોનું રાખશો માન;

એકનું રેહેશે તો ઉતપાત થાશે, શું કરશો સમાધાન. ૧૦
એવું કહીને આદય ભવાની, ઉભા થઈને સ્થીર;
તેણે સમે વીચારમાં પડીયા, પોતે શ્રી રઘુવીર. ૧૧

વળણ.

પુરણ પડ્યા વિચારમાં, પોતે શ્રી રઘુરાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, કેવો કરે છે ન્યાય.

## અધ્યાય ૨૩ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપરૂશી કરે છે કથા, વ્રથા નહી ઉચ્ચાર;
એકાસને સરભાણ સુણે, મુળથી સારો ધાર. ૧
સીતા પતી શ્રી રામચંદ્રજી, કેવો કરે છે ન્યાય;
શ્રોતાજન એક ચીતે સુણો, પોતાની કુળ કથાય. ૨
કુળનું મુળ મન્ડાણ સાંભળતાં, કુળવંત બુધ્ધી આવે;
પુર્વજ લોકો પ્રસન રહે, સપનામાં દુખ નાવે. ૩
શ્રી રામચંદ્ર વિચાર કરી, આપવા માંડયો ન્યાય;
આજ ક્ષત્રી નામ રાખવું નહીને, બાળને વિઘ્ન ન થાય. ૪
સુણો ભવાની સમજાવું તમને, સેન્ય શબ્દ છે ક્ષત્રી;
ઘણા ગ્રંથોમાં જોઇએ તો, લખેલી નીકળે પત્રી. ૫
ભાવસેન્ય નામનો પુત્ર આ છે, સાર સેન્ય એનો તાત;
સેન્ય શબ્દ કાઢવો તેમાંથી, ધ્યાનમાં લ્યો એ વાત. ૬
ભાવસેન્ય સાર સેન્ય નામથી, સેન્ય શબ્દ કાઢી નાંખો;
ભાવ ને સાર બે શબ્દ જોડીને, ભાવસાર નામ રાખો. ૭
એટલે માન્ય રહ્યું ફરશુનું, ક્ષત્રી નામની નાસ્તી;
ફરશુ પુત્રને મુકે જીવતો, આથી શું જોઇએ જાસ્તી. ૮
પુત્ર જીવ્યો તે માન્યજ રહ્યું, આદય ભવાની કેરૂ;
એના સુમતમાં સરવે સૃષ્ટી, થઈ જાત ખેરૂ ખેરૂ. ૯
એવાં વચન રામનાં સુણી, બેઉના લોચન ઢળીયાં;
આનંદ થયો હર્ષ ચડીયો, એક બીજાને મળીયાં. ૧૦

સર્વનું સમાધાન કરીને, અયોધ્યા ગયા રામ;
ફર્યું પોતાના મઠમાં ગયા, ભવાની રહી તે ઠામ. ૧૧
ભાવસાર નામનો પુત્ર જે છે, તે ખોળામાં લીધો;
અંગુઠા ધાવીને જીવજે, આશીરવાદજ દીધો. ૧૨
મંદીર મધ્યે મુકયો રમતો, છેક છે નાહાનું બાળ;
એની માના શબને કરાવ્યું, અગ્ની દાહન તતકાળ. ૧૩
ભવાની પ્રતીમામાં સમાયા, ભય નહી તલભાર;
નીત્યાન પ્રગટ થઈ પુત્રને, રમાડે એક વાર. ૧૪

વળણ.

નીત્ય એકવાર રમાડતાં, ભવદુખ ભંજની માત;
વલ્લભ વાણી ઓચરે, ઉછરે સુત સાક્ષાત.

## અધ્યાય ૨૪ મો.

રાગ ચોપાઇની ફાવતી દેશી.

બોલ્યા કસ્યપ રૂશી વાણી, સુણો સરભાણ પુર્શ પુરાણી;
ઉછરે સુત ભાવસાર જેહ; રાત દીન વધે છે તેહ ૧
વારા ફરતી અંગુઠા ધાવે, અતી અમ્રતની અમી આવે;
પડેલી વસ્તુઓ કર ઝાલે, થોડા દનમાં ધુંટણીયે ચાલે. ૨
આખા મંદીરમાં એ રમતું, એનું મન માને ત્યાં ભમતું;
એમ કરતાં બીજુ ત્રીજું ઝાલે, થાય ઉભો ધીરે ધીરે ચાલે. ૩
દોડીને રમવા જાય બ્હાર, ધડપર નહી વસ્તી લગાર;
દેવી દરસણ દે એક વાર, તેથી શીખ્યો શબ્દ ઉચ્ચાર. ૪
કરે વનફળ કેરો આર, એમ કરતાં વરસ થયાં બાર;
સારાં સરોવરનાં જળ પીતો, ફરે ધડપર પણ નથી બીતો. ૫
એને કોણ મળી કન્યાય, તે તો સાંભળો શ્રોતા કથાય;
લંકામાં ન માબાપી છોરી, નવ વર્શની રૂપ કીશોરી. ૬
વણીકી એવું એનું નામ, જેનું તેનું કરી છુટે કામ;
તેથી સર્વને એનો ગમે, સરખી સમાણીમાં જઇ રમે. ૭

પોતપોતાના ગુણે વિચરતી, પર્ણ્યા પર્ણાવ્યાની વાત કરતી;
લગ્નસરા નીકળશે હોણ, વર્ણીકીને વરાવશે કોણ. ૮
રહેશે કુંઆરી હુલ્લર કાઠુ, સુણી લાગ્યું તેને માહા માઠુ;
લંકા ઘડથી તે ઉતરી ચાલી, એણે ઢડ ઘડની વાટ ઝાલી. ૯
અતી અપસોશ મનમાં કરતી, રડી રડી આંસુડાં ભરતી;
નાહાની વયમાં ગયાં માત પીતા, તેની રૂદે બળે છે ચીતા. ૧૦
એવું કરમ મહારૂ હેણું, દીધું સરખી સમાણીયે મેહેણું;
પર ઘર વૈતરાં કરી ખાધુ, હવે આઘભવાની આરાધુ. ૧૧
મને પર્ણાવે એ માહારી માડી, નહી તો પ્રાણ નાંખુ કાહાડી;
એવાં કલેશથી ઘડપર ચડી, ભવાનીના ચરણમાં પડી. ૧૨
શીશ પછાડી મરવું ધાર્યું, તવ દેવીયે દુખ નીવાર્યું;
થઈ પ્રગટ ભીડ ભાગનારી, માગ્ય માગ્ય તું શું માગનારી. ૧૩
તવ કન્યા કહે મમ માત, મને પરણાવો તમ હાથ;
તમે મુજ માત પીતા વતી, આપો મુજને મુજ જેવો પતી. ૧૪
તવ માજી થયાં બહુ રાજી, કીધી કરૂણા કન્યાને ઝાજી;
એવે ભાવ પુત્ર હતો જેહ, ફળ લેવા ગયો તો તેહ. ૧૫

વળણ.

ફળ લેવા ગયો હતો, ત્યાંથી આવ્યો ઠામ;
પેઠો એ મંદીરમાં, કહે છે વલ્લભરામ.

## અધ્યાય ૨૫ મો.

રાગ દોહરાનો ફાવતી દેશી.

કથા કશ્યપ રૂશી કહે છે, સાંભળે છે સરભાણ;
ભાવ નામનો પુત્ર આવ્યો, મંદીરમાં નીરવાણ. ૧
પ્રત્યક્ષ દીઠાં ભવાનીને, ભાવે જોડયાં હાથ;
ઓ માજી કેમ પ્રગટ બેઠાં, આ કોણ છે તમ સાથ. ૨
ભવાની કહે રહે છાનો, તું પુછે શું કરવા;
જેવો તું છે તેવી આ છે, આવા તુજને વરવા. ૩

કહી ભવાનીએ બ્રાહ્મણ તેડયા, વીવીધ વાત વરણાવી;
માયા રચી લેવરાવ્યો લ્હાવો, ભાવસુત સંગ પરણાવી. ૪
વર કન્યા બેઉ પરણી ઉઠયાં, પડયાં ભવાનીને પાય;
અતી ઉપકાર કર્યો અમારો, શું કરી શકું શેવાય. ૫
એટલે બોલ્યાં માત ભવાની, સાંભળો પુત્રી પુત્ર;
આશીરવાદ છે માહરો તમે, નભાવજો ઘરસુત્ર. ૬
પાંચ વરસ લગી રેહેજો અત્રે, હું તમને પ્રસન;
આજથી પુરાં પાંચ વરશે, દેવાની દરશન. ૭
એમ કહી અંતરધ્યાન થયાં, ત્યાં રહ્યાં નરને નારી.
હરી ફરી કરે શકતીની શેવા, પ્રતીમા પુજન ભારી. ૮
માજીનાં કરે વસ્ત્ર વાધા, નરનારી રહી સંગે;
વનસ્પતીથી રંગ ઉપજાવી, ચીર ચણીયા ચોળી રંગે; ૯
લાલ લીલાને કાળા પીળા, રંગ ઉપજાવે આપે;
બીબાં બનાવે કાષ્ટ તણાંને, માજીનાં વસ્ત્રો છાપે. ૧૦
તે કારીગરી હાથ બેઠી, આદય ભવાનીનો પાડ,
વનનાં ફળ ફુલે કરે સેવા, એવાં લડાવે લાડ. ૧૧
ફરસુના ભયથી દ્દઢ ગ્રહ પર, રેહેવા ન આવે કોય;
હરી ફરીને નરનારી બે, જગ્ત જનુનીને જોય. ૧૨
એમ કરતાં પાંચ વર્શ વિત્યાં, માજી થયાં પરસન;
આદ્ય ભવાની સ્વરૂપ ધારી, પ્રેમે દીધાં દરસન; ૧૩
ભાવસારને વણીકી કન્યા, લળી લળી પડીયાં પાય;
અમને ઉજડમાં ગમતુ નથી, ઓરે માહારી માય. ૧૪

વળણ.

માજી કાંઇ નથી ગોઠતું, કરીયે કહો તેમ.
વ્યાસ વલ્લભ વાણી વદે, માગણુ માગ્યું એમ.

# અધ્યાય ૨૬ મો.

## રાગ ચોપાઇની ફાવતી દેશી.

કહે કસ્યપ રૂશી કથાય, સત્ય ચીતે સુણો મહીમાય;
તવ આદ્ય ભવાની બોલે, માહારી શેવા કરી છે અતોલે. ૧
તમો બંને છો ગુણ ગંભીર, માહારા નવરંગ રંગ્યાં ચીર;
ભાત ભાતની ભાત્યો કાહાડી, કર્યાં ઘરચોળાંને સાડી. ૨
ફળ ખાઇને કાઢયા દન, તેથી પુરણ છું પરસન;
હવે આ વડપરથી ખસો, જઈ પાવા વડમાં વસો. ૩
તમે ત્યાં જઇ સુખીયાં થાવો, તમ તાતનું ધન લેઇ જાવો;
હીરા માણેક જવાહીર જેહ, લેજો ઉચકાય તેટલું તેહ. ૪
તમારૂ દુખ દળદર જાશે, ખટ પુત્ર તમોને થાશે;
તે વાતે સુતનું ભાગ્ય ભળશે, માહારી શેવાથી સુખ મળશે. ૫
અન્ય ધર્મ અંગીકાર કરશે, ત્યારે તેહનું તેજ ઉતરશે;
તમારી વધશે વંશ વેલી, સદા શકતી તમારી બેલી. ૬
શકતી ધર્મ થકી પલટાશો, તો તો દારૂણ દુખીયા થાશો;
હોય મુકતીની ઇચ્છા જ્યારે, જાજો મુજથી આગળ ત્યારે. ૭
અનાદી સત્ય વસ્તુ જેહ, જ્ઞાનીજન કને સોધજો તેહ;
તવ આવાગમન ટળી જાશે, હશો ત્યાં સુધી હાં જય થાશે. ૮
આદય શકતીથી હેઠા ઉતરશો, ત્યારે પેટ પરાણે ભરશો;
ઉંચા ચઢશો તો ઉંચા થાશો, નીચા ઉતરે નીચા ગણાશો. ૯
થાશે તમારો પરીવાર, તેનો બહુ વધશે વિસ્તાર;
હશે અન્યથી મોટી પાટી, તમ કર બેસશે રંગાટી. ૧૦
તમારૂ રંગ્યું પેહેરે જે નારી, તે તો પુર્ણ થશે વસ્તારી;
સ્વેદ વસ્ત્ર પેહેરે તમ વીના, તેની બુરી બનશે બીના. ૧૧
વળી હેવાતન તેનું જાશે, સ્વેત વસ્ત્રે ગુણકા ગણાશે;
તમાચાર વિના જે વસ્ત્ર, નારી માત્રને જેવું શસ્ત્ર. ૧૨
કરશો તમે રંગ કુરંગ, તોહ્યે ચાલશે તમારો બંગ;
છાપા છાપીનું કામ કર ચડશે, તેથી છીપાની અટક પડશે. ૧૩

તમે ઉતમમાં વરતાશો. નીચને સંગ નીચ કેહેવાશો;
જાતી ધર્મથી નીચા પડશો, ત્યારે રોડા તુલ્ય રખડશો. ૧૪

વળણ.

રખડો રોડા તુલ્ય તમે, આવે અવળ દશાય;
પાછા મમ ધર્મ પાળવે, ફરી સુખ શાન્તી થાય.

## અધ્યાય ૨૭ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી એણીપેર બોલ્યા. સાંભળજો સરભાણ;
આદ્ય ભવાની શીખ દે છે, વદતાં નીરમળ વાણ. ૧
અન્ય ધર્મથી અળગા રહીને, પાળજો માહારો ધર્મ;
ભ્રષ્ટ થાઓ તોવળજો પાછા, તવ ઉદે થશે કર્મ. ૨
નહી રહો દુખી થાશો સુખી, સુત સંપત સહુ મળશે;
ઉત્તમ વર્ણમાં આવશો પાછા, સરવે વેળા વળશે. ૩
એટલે બોલ્યાં બેઉ નરનારી, મંમાયા સ્હાય થાવો;
જન્મ મરણની ટળે ઉપાધી, મોક્ષનો માર્ગ બતાવો. ૪
તવ ઇચ્છા શકતી એમ બોલ્યાં, કુટસ્થ માહારૂ મુળ;
તે મુળનું તમે મુળ જો જો, આવશે બહુ અનુકુળ. ૫
વીપ્ર વરણની શેવા કરજો, તે દેશે તમને જ્ઞાન;
તેણે કરી અવીચળ પદ મળશે, થાસો જનક સમાન. ૬
હવે તમારી જાતા કેરો, સાંભળી લેજો ધર્મ;
કેવે પ્રકારે ઉદયોગ કરવો, બતાવું કરવાનાં કર્મ. ૭
વરશો વરસની વૈશાખ માસની; સપ્તમી સુકલ પક્ષ;
તે દીવસે પાળવો અણોજો, ધંધામાં ન દેવું લક્ષ. ૮
ન્હાવું ધોવું સ્વચ્છ થાવું, જાવું ચુલની પાસ;
ગાયના ગોબરથી લીંપીને, આણવો મન ઉલાસ. ૯
રંગાટીની તાંમડી તેને, ઉટકવી કુંપ જળે;
તેમાં નીરમળ નીર ભરવું, નાડા છડી તેને ગળે. ૧૦

નાડુ વીંટાળી છાપવાનાં, બીબાં કરમાં લેવાં;
ભવાનીનું નામ સમરી, તેમાં મુકી દેવાં. ૧૧
વીપ્ર બોલાવી વિપ્રની સમક્ષ, ચુલ પુજન આદરવું;
બે સાથીયા ત્રણ ત્રીસુળ કાઢી, કુમ કુમ છાંટણુ કરવું. ૧૨
ચંદન પુશ્પને અક્ષત સાથે, ધરવું ધ્યાન અભેદ;
ધુપ દીપને પાન સોપારી, દક્ષણાને નૈવેદ. ૧૩
વધેરવું એક શ્રીફળ લાવી, ભુલવું નહી લવલેશ;
અર્ધ ભાગ બ્રાહ્મણને અર્પી, સર્વને દેવી શેશ. ૧૪
પછી તાંમડી પાસે જાવું, બીબાં કાઢવાં બહાર;
કાષ્ટના આસન ઉપર મુકી, કરવો પુજન ઉપચાર. ૧૫
સર્વ બીબાં પર કુમ કુમ છાંટા, છાંટવા ધારીને પ્રેમ;
અક્ષત પુસ્પે વધાવીને, રાખવાં એમને એમ. ૧૬
તે દીન સંપત પ્રમાણે દેવું, બ્રાહ્મણને ભોજન;
ઘરનાંએ સંપીને જમવું, આનંદ રાખી મન. ૧૭
તે દન ભીક્ષુક આવે તેને, આપવું મુષ્ટી અન;
રાત્રી પડે તવ બીબા માત્રનું, કરવું ઉથાપન. ૧૮
અષ્ટમીથી ઉદયોગ કરવો, અતી ઉમંગે ચડી;
છાપવાના પાટીયાને પાયે, બાંધવી નાડાછડી. ૧૯
ઉદયોગની વાર્શીક પુર્ણા ઉતી, કરવાની થાય જ્યારે;
જળ દેવી શેવી મોદીક ભોજન, કરવું કરાવવું ત્યારે. ૨૦
એ રીતે વીધી કરીને, કરશો તો ભાયગ ભળશે;
આધી વ્યાધી ઉપાધી નાસે, સહુ સુખ સંપત મળશે. ૨૧

વળાણુ.

સુખ સંપત મળશે સહુ; ભવમાં પડશે ભાર;
ઉત્તમ ગણશે સર્વકો, ક્ષત્રી કુળ ભાવસાર.

# અધ્યાય ૨૮ મો.

રાગ ચોપાઈની ફાવતી દેશી.

વદે કસ્યપ રૂશી વાણી, સુણો સરભાણ ઉલટ આણી;
માત ભવાની બોધ દે છે, નર નારી તે સાંભળેછે. ૧
ભવો ભવની ભીડ જવાની, તમ કુળ દેવી માત ભવાની;
ક્ષત્રી વરણ છો ભાવસાર, કહેજો ભવાનીના પરીવાર. ૨
આવે માગશીર માસ જે વારે, જાવું મમ સ્થાનક તે વારે;
સુકલપક્ષ પુરણમીને દન, અણોજો પાળવો પાવન. ૩
વિપ્ર સહિત પત્ની પરીવાર, કરવું ભોજન મુજ દ્વાર;
એવા બે અણોજા જેહ પાળે, તેતો સમણે દુખ ના ભાળે. ૪
તવ નરનારી બેઉ પુછે, એવા બે દન નીરમ્યા તે શું છે;
ત્યારે માત ભવાની કેહે છે, નરનારી સુખે સાંભળે છે. ૫
સુદ વૈશાખ સપ્તમી જેહ, અણોજો પાળવા કહ્યો તેહ;
આજ વરદાનનો આ દન, તેથી પાળવું મુજ વચન. ૬
બીજો માગશીર માસ કહેલો, તારો જન્મ તે દન થયેલો;
તેથી તે બે અણોજા ધરમે, પછી બીજા વ્હેવાર કરમે. ૭
સુણી નર નારી પડીયા શાન્ત, ભાગી એમના મનની ભ્રાન્ત;
વળી ભવાની કહે છે એમ, પાછા સાંભળો ધરીને પ્રેમ; ૮
સુધ્ય ભાવસારની રહેશે વરણ, તેનું શ્રવાણ અંતઃકર્ણ.
જેને નહી વહાલી કુળ કથાય, તેતો નીચજ નર્કે પળાય; ૯
સુધ્ય ભાવસારનો પરીવાર, તેને કુળ કથા પર પ્યાર.
એક વરસમાં એક વાર, વિપ્ર મુખે સાંભળવો સાર; ૧૦
પોથી પુજન તેનું કરવું, શુભ સુક્રીત મન આદરવું
કથા ચાલે તેટલા દન, દેવું વકતાને ભાવ ભોજન; ૧૧
જેના ઘરમાં કથા કુળ કેરી, તેના જન્મની સફળ ફેરી;
તેને કાળીતરૂ નવ લાગે, ભુત ભણકારો નવ વાગે. ૧૨
અલા બલા બીજી નવ વળગે, પાપ કર્મ રહે બહુ અળગે.;
કોઇ કામણ દુમણ કાવતરૂ, તેતો થઈ જાય અરૂપરૂ; ૧૩

રોગ દોગની નાસે વ્યાધી, અણુ સરજી ન આવે ઉપાધી;
પુત્ર પરીવાર નીવડે સારા, પુરવજોની જય કરનારા. ૧૪
મળે રીધ્ધી સીધ્ધી અનધન, વળી બુધ્ધી રહે પાવન;
હોય શ્રધ્ધા તો થાય સુખી, થશે નાસ્તીક સદા દુખી. ૧૫
વિત વરતી બધી પરવારે, થાય વિરકત મુજથી ત્યારે;
હું તો ભવાની ભવ તારનારી, નહી શેવે વિમુખ વીકારી. ૧૬
મ્હારી બ્રહ્મા વિષ્ણુ કરે શેવ, વળી પ્રેમે પુંજે મહાદેવ;
શેવે સુરીનર મુનીવર સરખાં, ભાવી ભક્ત ઉપાડે પગરખાં. ૧૭
બ્રહ્માણી રૂદ્રાણી વૈષ્ણવી, તેતો મુજથી ઉત્પન્ન હવી;
અંબા બહુચર આશાપુરી, તુળજા તોતળા ચંડી સુરી. ૧૮
ચાંમુન્ડા પદમા હીંગળાજ, મેહેતો ઉપજાવ્યાં ભકતોને કાજ;
કાળી મહાકાળી ને ભદ્રકાળી, થઈ શીંધવા દીન દયાળી. ૧૯
એવી અનેક દેવી થઇઓ, મેંલી ઉજળી ચોસઠ બઇઓ;
એતો મુજ શકતીની શ્રષ્ટી, હું તો આદ્ય સરવની સમષ્ટી. ૨૦
ભવ દુખ હરણી સુખ કરણી, મુને વિદ્વાનો ન શકે વરણી;
મ્હારી ભાવનાના ભાવસાર, ઘણો વધી જશે વીસ્તાર. ૨૧
માયે આશીશ ને શીખ દીધી, તવ વણકીયે અરજ કીધી;
માજી થાય માહારો વસ્તાર, તેને દુખ પડે કોઈ વાર. ૨૨
ત્યારે તેણે કહ્યો શું કરવું, વદે દેવી વ્રત આદરવું;
વિધી સહીત બતાવું તુને, તુજ પરીવાર વાહાલો મુને. ૨૩

વળણ.

મુજને વાહાલો છે ઘણો, તાહારો જે પરીવાર;
મમ વ્રત કરવાથી થશે, દુખ નીવર્ત નીરધાર.

## અધ્યાય ૨૯ મો.

રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી એણીપેર બોલ્યા, સાંભળજો સરભાણ;
સ્કંધ પુરાણે કથી છે કથા, શું કરીયે વીખાણ. ૧

ભવાનીએ વ્રત બતાવ્યું, તેમાં રહ્યો સંદેહ;
અટવાતી મનમાં તપતી તનમાં, હસ્ત જોડયા તવ તેહ. ૨
વણીકી વદે માવડી માહારો, પરીવાર થાયે ભ્રષ્ટ;
તમારા કહેવા પ્રમાણે તેતો, કો દન પામે કષ્ટ. ૩
તવ તેનું કેમ થાય નીવારણ, તે અમને સમજાવો;
મારણ તેવું નીવારણ કહેજો; સાચો સાર બતાવો. ૪
એટલે બોલ્યાં આદ્ય ભવાની, પુરણ થઈ પરસન;
કષ્ટ પડે તવ વિપ્રને તેડી, કરવું મુજ સ્થાપન. ૫
સ્થાપનમાં એક ત્રીસુળ મુકી, બેસવું તેની સમીપ;
કુમ કુમ પુસ્પે પુજા કરવી, ત્યાં કરવો ધુપ દીપ. ૬
એક દન બે દન ત્રણ દને માહારી, સાંભળી લેવી કથાય;
સુધ્ય સ્રધ્ધાથી સાંભળે તો, કષ્ટજ પાછું પળાય. ૭
પુર્ણા ઉતીયે વકતા જનને, સંપતી ભોજન દેવું;
શ્રીફળ વધેરી તેનું ચરણામ્રત; જરા જરા સહુ લેવું. ૮
પુર્ણ થયે ઉથાપન કરવું, લીપી લેવું તે ઠામઃ
યોગ્ય ઇચ્છા પુરી ન પડે તો, ભીડ ભંજની શાનું નામ. ૯
સ્રધ્ધા રહીત મુને સેવે તો, નહી થાય કષ્ટ વિરામ;
દોશ દેશો મીથ્યા મુજને તો, સુક્રીત નાશ તમામ. ૧૦
એવી સર્વ શીખામણ દીધી, પુત્ર પોતાના જાણી;
સાંભળીને નરનારી નમીયાં, નેત્રે ભરાયું પાણી. ૧૧
ઓ માજી માની લેજો અમને, સદૈવ પુત્ર સમાન;
તવ ભવાની શીશ કર મુકી, થૈ ગયાં અંતરધ્યાન; ૧૨

વળણ.

અંતર ધ્યાનજ થૈ ગયાં, ભક્તનાં ભાવીક જેહ;
વ્યાસ વલ્લભ વાણી વદે, પાછળ શું થયું તેહ.

## અધ્યાય ૩૦ મો.

### રાગ દોહરાની ફાવતી દેશી.

કસ્યપ રૂશી કથા કરે છે, સાંભળે છે સરભાણ;
આદ્ય ભવાની અદર્શ થયાં, આપી શીખ વરદાન. ૧

પછી ભાવસારને વણીકી, નીકળ્યાં મંદિર બહાર;
સાર સેન્યના મેહેલમાં ગયાં, પ્રેમ વડે નરનાર. ૨

સુંદીર શોભા મહેલ તણી જોઈ, નેત્રોથી નીતર્યું નીર;
પછી છાંનાં રહીને લીધું, ઉચકાય તેમ જવાહીર. ૩

માંથે પોટલી ખાંધે પોટલી, લઇ ચાલ્યાં નરનારી;
ઢડધડ પરથી ઉતર્યા નીચે, ભવાનીને સંભારી. ૪

ચાલ્યાં ગયાં ભવાનીને ભજતાં; પાવાઘડ પુર્યો વાસ.
ગ્રામ નવું બાંધીને રહ્યાં ત્યાં, પણ મનમાં ઉદાશ. ૫

ઘણે દીવશે તે ઘડ ગોઠયો, એક બીજાને સંગ;
વનફળ લાવી ક્રીયા કરીને, ઉપજાવે જુજવા રંગ. ૬

બનાવ્યાં બીબાં છાપ છાપવાનાં, વસ્ત્રો વનીતાનાં રંગે;
તે વસ્ત્રો પેહેરે પ્રેમદાઓ, અનુપ શોભે અંગે. ૭

અતી ઉદયોગ ચાલ્યો એનો; એવે થયો પરીવાર;
વસ્તી વાડી વેલી વધીં છે, આનંદ અપરંપાર. ૮

સાર સેન્યનું દ્રવ્ય ઘણેરૂ, વહેંચાયું પરીવારે;
વળી હુન્નર હાથ હીરા જેવો, દુખી નહી લગારે. ૯

તવ સરભાણે પ્રષ્ણ પુછયું, સંદેહ એક નીવારો;
કયાં સુધી રહે કુટુંબ એનું, ઘણા વધે વસ્તારો. ૧૦

એટલે બોલ્યા કસ્યપ રૂશી, કળીયુગ આવશે જ્યારે;
કાળીકાનો કોપ થાશે જે વારે, વીખરાઇ જાશે ત્યારે. ૧૧

કળીયુગમાં ઉજડ થવાનું, પાવાઘડનું નગ્ર;
ત્રીકાળ જ્ઞાને કહું છું તમને, ચીત ન કરશો વ્યગ્ર. ૧૨

તવ ભાવસાર કુળ વીખરાઈ જાશે, વસસે જુજવા દેશ;
પણ તે ઉત્તમ ધર્મ પાળશે, પાતક નહી લવલેશ. ૧૩
કેટલા રહેશે ગુર્જર દેશે, કેટલા અન્ય દેશ જાશે;
ગુર્જરી ભવાનીના ભકત રહેશે, કેટલા તુળજાના થાશે. ૧૪
નીચ માનશે નીચ બુધ્ધીના, જે ન જાણે વિસ્તાર;
ભવાનીની ભાવનાથી થયેલા, તે જાતી ભાવસાર. ૧૫
એ કુળ કથા ભાવસાર કેરી, સુણતાં શાન્તિ થવાની;
વલ્લભ વદે બોલજો સહુ, જેજે આદય ભવાની, ૧૬
જનમેજય સુણી કુળ કથા, નીવર્ત થઇ હત્યાય;
એવો મહીમા કુળ કથાનો, પુર્વજો પ્રસન થાય. ૧૭
ભાવસારનો પ્રરીવાર તેથી, કેહેવાયા ભાવસાર;
વસ્ત્ર છાપેથી છીંપા કેવાયા, અટકનો ઉચ્ચાર. ૧૮
જેવો ધંધો તેવી અટક, વિશ્વ વિશે વરતાય;
પણ પીતાથી નામ પુત્રનું, ફેર ફાર નવ થાય. ૧૯
જેમ ક્ષત્રી સુત ક્ષત્રી કહેવાયા, વંશના પુત્રો વંશ;
બ્રાહ્મણના બ્રાહ્મણ કેવાયા, તાત તણો જે અંશ. ૨૦
ઉત્રાર્ધ કથા પુરણ હવી, શ્રોતા સુણી કરજોડ;
વલ્લભ વદે બોલજો સહુ, જેજે શ્રી રણછોડ. ૨૧

## આરતી.

આદય ભવાની માત, જેજે આદય ભવાની માત;
ભવ સંસાર સુખકારી, ભવ સંસાર સુખકારી,
વિશ્વ વિશે વિખ્યાત, જેજે આદય ભવાની માત. ૧
ત્રીગુણી ત્રીદેવ, જેજે ત્રીગુણી ત્રીદેવ;
સનમુખ રહી આરાધે, સનમુખ રહી આરાધે,
ૠશીવર કરતા શેવ, જેજે આદય ભવાની માત. ૨

માહા માયા મુળ નામ, જેજે મહા માયા મુળનામ;
જેણે તુજને સમરી, જેણે તુજને સમરી;
તેનાં સરીયાં કામ, જેજે આદ્દય ભવાની માત. ૩
ભીડ ભંજન ભવાન, જેજે ભીડ ભંજન ભવાન;
ભકતને વલ્લભ ભારી, ભકતને વલ્લભ ભારી;
મળે રીધ સીધ સંતાન, જેજે આદ્દય ભવાનિ માત. ૪



## ક્ષાર્થિને સુચના.



ન મૃત્યુથી મુકત થવા જ્ઞાન પ્રાપ્તની ઇચ્છાવાળાએ નીચે અનુભવી પુસ્તકો ખરીદ કરી તેનું બહુ રીતે મનન કરી ા લોકનું પરલોકનું ને અલોકીકનું યથાર્થ જ્ઞાન મેળવવું. આ પુસ્તકોથી જે નીરસંશય જ્ઞાન થાય છે તેવું એકે પુસ્તક આજ સુધીમાં જોવામાં આવ્યું નથી. પરમેશ્વર સબંધી લોકોને ઘણીજ શંકાઓ ઉઠે છે. તે શંકાઓનું સમાધાન આ પુસ્તકોથી થાય છે. માટે હું નીચે સહી કરનાર પ્રતીજ્ઞા પુર્વક ખબર આપુછું કે આ નીચે લખેલાં પુસ્તકો વાંચીને વિચારો.

| કીમત. | નામ | પોસ્ટેજ ખર્ચ |
|---|---|---|
| ૧—૦—૦ | ભાવાર્થ પ્રકાશ | ૦—૮—૦ |
| ૦—૩—૩ | વિજ્ઞાન વલ્લભ | ૦—૨—૦ |
| ૦—૧—૦ | બ્રહ્મવાદ ખંડન | ૦—૧—૦ |
| ૦—૪—૦ | વચન વલ્લભ | ૦—૨—૦ |
| ૦—૬—૦ | વલ્લભપદમાળા | ૦—૩—૦ |
| ૦—૦—૩ | ધર્મ ચાનક | ૦—૦—૬ |
| ૦—૦—૩ | ત્યાગ તારણ | ૦—૦—૬ |
| ૦—૦—૩ | વય વિચાર | ૦—૦—૬ |
| ૦—૦—૩ | જ્ઞાન ગોષ્ટી | ૦—૦—૬ |
| ૦—૦—૬ | ૐ ના પત્રો | ૦—૦—૩ |

આ વીગેરે ઘણી જાતનાં પુસ્તકો માહારાજનાં રચેલાં છે પણ ઉપર લખેલાંનો અનુભવ કરો.

જાની છોટાલાલ બેહેચરભાઈ મોક્ષમારગી.